

# સુરત વિગેરેના હિંદુ લીડરોને લેવા જોઈતા ધડા!

## સરીઆમ રસ્તાઓ ઉપર મુર્તિ સાથે ગાવા વગાડવાની જરૂર નથી.

## મસ્જીદો સામે બાજાં વગાડવું દિવાનાપણું છે!

### એક વિદ્વાન હિન્દુ જજ સાહેબનો અભિપ્રાય!

મદ્રાસ હાઈ કોર્ટના જજ સર સી. વી. કુમાર સ્વામી શાસ્ત્રી સાહેબ (જેઓ રોલેટ કમિટિ અને ફોજદારી કાનુન સુધારક કમિટિના મેમ્બર હતા) તેઓ પોતાના ભાઇ સાથે કેવળ સ્હેલ કરવા માટે રમઝુરા સ્ટીમર દ્વારા વિલાયત રવાના થયા છે. તેઓએ બે દીવસ મુંબાઈમાં મુકામ કર્યો હતો. આ વખતનો લાભ લઇ "ઇન્ડીઅન ડેલી મેઇલ"ના પ્રતિનિધીએ જજ સાહેબ સાથે ચાલુ સ્થીતિ ઉપર વાતચીત કરી હતી. હિન્દુ-મુસ્લીમ વિખવાદ સંબંધી જ્યારે તેઓથી તેઓનો અભિપ્રાય જાણવા માંગ્યો, તો તેઓએ જવાબ આપ્યો કે:—

"હિન્દુ-મુસ્લિમ વિખવાદના મુળ કારણ બંને કોમોની ધાર્મિક હઠ છે. મારા અભિપ્રાય મુજબ આ રમખાણના વધુ જોખમદાર તે કોમના લીડરો છે, જે પોતાના અનુયાયી માફક પોતે પણ હઠ ધર્મમાં સંડોવાયલા છે, અને તેને દેશ સેવાના સ્વરૂપમાં રજુ કરે છે. મારા મત પ્રમાણે આ દુખ પહોંચાડનારા સવાલોનો નિવેડો લાવવો આ પ્રમાણે શકય છે, કે મુસ્લિમ કોમને સારી રીતે કેળવણી આપવામાં આવે. અફસોસ છે કે, મુસલમાનો બીજી કોમોના મુકાબલામાં કેળવણીમાં ઘણાજ પાછળ છે. અને

એજ પ્રમાણે હિન્દુઓમાં પણ મુર્ખાઇ ભરેલી હઠ ધર્મી ઉત્પન્ન થઈ ગઇ છે. જેવું કે મારી સમજણમાં આવતું નથી, કે હિન્દુઓને મસ્જીદો સામે વાજીંત્રો વગાડવા ઉપર આટલી બધી હઠ કેમ છે? હિન્દુઓના મંદીરમાં મંદીરના પુંજાપાઠ વખતે મુસીકી (ગાતું વગાડવું) ખાત્રી પુર્વક જરૂરી છે. પ્રરંતુ બહાર (મંદિર સિવાયના સરીઆમ રસ્તાઓ ઉપર) ધર્માનુસાર મુસીકી (ગાવા વગાડવા)ની જરૂરી નથી. તો પછી આ હક માટે આટલી હઠ કેમ છે? મારો વિચાર છે, કે હજુ કાંઇ પણ ગયું નથી. હિન્દુઓને આવા કામથી દૂર રહેવું જોઇએ, કે જે મારા મત પ્રમાણે આ કહેવાતા હક માટે બેવકુફી ભરેલી જીદ છે. અને એજ પ્રમાણે હું મુસલમાનોને પણ સલાહ આપીશ, કે તેઓએ પોતાની હઠ ધર્મીવાળી ચાલને બદલી નાખવી જોઇએ. તેઓને હવે આ વિચારથી પરહેઝ કરવો જોઇએ કે મઝહબી તઅસ્સુબ કે હઠથી જન્નત મળે છે. (બેશક ઇસ્લામની સંભળ, કુફ્ર અને શિર્કની વિરૂદ્ધતા સરઈ હુકમોની તાબેદારી, સારા કામોની વિશેષતા અને પવિત્રતા અને સિધાપણું ઇખ્તિયાર કરવાવાળા જન્નતના હકદાર છે. જેથી આ કહેવાતા તઅસ્સુબ અને હઠનો અભિપ્રાય અને આરોપ મુસલમાનો ઉપર મુકવો ખોટો છે.)

મસ્જીદની સામે વાજીંત્રો વગાડવાના સવાલ ઉપર શાસ્ત્રીએ કહ્યું કે હિન્દુઓએ ફક્ત આ બીનાને લઇને (વાજીંત્રો) બંધ કરી દેવા જોઇએ, કે મુસીકી (ગાવું વગાડવું) હિન્દુ ધર્મમાં તેજ વખતે જરૂરી છે, કે જ્યારે કોઈ મંદીરમાં મૂર્તિની સામે પુંજા થતી હોય પણ જ્યારે મૂર્તિ સરઘસ સાથે કાઢવામાં આવે, તો વાજીંત્રો તેને માટે એક જરૂરી અંશ નથી. હિન્દુઓએ કેવળ વહેમી વાતોને રંગી રજનું ગજ ન ન કરવું જોઇએ. મસ્જીદ સામે વાજીંત્રો વગાડવાની હઠ કરવી, તે અત્યંત બેવકુફી ભરેલું અને દીવાનાપણાનું કાર્ય છે. જેથી હું હિન્દુ લીડરોથી દરખાસ્ત કરીશ, કે તેઓ આનાથી બચે અને એમ નક્કી માની લેય, કે હઠ કરવાથી ન તો તેઓ દેશની ઉત્તમ સેવા કરી રહયાં છે, અને નતો ધર્મની.

નોટ:—શાસ્ત્રી સાહેબનો અભિપ્રાય દીલ્હીથી પ્રગટ થતાં અઠવાડીક "અલ અમાન" પત્રના પૃષ્ટ (૮) નંબર (૪૧) ના ઉપરથી નક્લ કરવામાં આવ્યો છે. તેમજ કાંઉંસમાં લીધેલા શબ્દો અમારા તરફથી છે.

**જી. એચ. શેખ.**

# વાજાં અને હિંદુ.

થોડોક વખત થયો મુંબઇની હાઇકોર્ટના એક ઓનરેબલ હિન્દુ જસ્ટિસે પોતાના ખરા અંતઃકરણના વિચારો ઝાહિર કરતાં કહ્યું હતું કે: "ધર્મની રૂએ હિન્દુઓને આ હક નથી કે બાઝારોમાં વાજાં વગાડતાં ફરે અને ધાર્મિક સરઘસોના બહાના હેઠળ પોતાની પડોશી કવમોની શાંતિમાં ખલલ કર્તા થઇ પડે. હિન્દુઓની પુજા પાટની જગ્યા, તેમના મંદિર અને શિવાલયો છે, એવી પવિત્ર જગ્યાઓને છોડી ગલી કુચીમાં ભક્તિના ઓઠાં હેઠળ વાજાં વગાડતાં ફરવું. એના સિવાય કોઇ અર્થ નથી રાખતો કે નકામી હો હાથી પોતાની પડોસી કવમોના દિલ દુઃખાવી તિરસ્કાર અને અશાંતિ ફેલાવવાના કારણ રૂપ બને.

## હવે એક બીજા હિન્દુ સત્યવાદીએ-જેમનું નામ નરેન્દ્રનાથ ચેતરજી છે.

એક સચોટ લેખ પ્રગટ કરાવ્યો છે જેમાં તેઓ આ વિષય ઉપર વિદ્વતા પુર્ણ વિવેચન કરતાં લખે છે કે: આર્યોની આ ઝિદ છે કે વાજાં વગાડવાં, એ હિન્દુ ધર્મનો એક ખાસ ફરમાન છે અને મસ્જિદો સ્હામે વાજાં વગાડવાનો અમારો ખાસ હક છે...આ માત્ર એક હડહડતું અસત્ય છે. શું એનુંજ નામ ભક્તિ છે કે તે મહાન હસ્તીની પૂજા એવી રીતે કરવામાં આવે કે બીજા ધર્મોના ભક્તાલયોમાં છિન્ન વિછિન્નતા નાખવા માટે અમે વાજાં વગાડતાં ફરીએ? સઘળા ધર્મોની સિદ્ધાંતિક માન્યતા છે કે ખુદાનું ઘર શાંતિ અને રક્ષણનું ઘર હોય છે. ઇસ્લામની શરીઅત, હિન્દુ શાસ્ત્ર અને ખ્રિસ્તીઓની બાઇબલ માં કોઇ પોતાના અનુયાયીને ઈજાઝત નથી આપતું કે જ્યારે ઈબાદતના પ્રસંગે, ઇબાદત કરનારાઓને સંપુર્ણ શાંતતા અને એકાંતની ઝરૂરત હોય છે ત્યાં વાજાં વગાડીને તેમના ધ્યાન અને વિચારોને છિન્ન વિછિન્ન અને આકુળ વ્યાકુળ કરતા ફરે."

હિન્દુઓ અને મુસલમાનોની લાંબી મુદ્દતની ખેંચતાણ અને આર્ય સમાજની જોશભેર ચળવળો જે ધર્મથી સેંકડો કોસ દુર છે-અને તેમના ખોટા પ્રચારકોના ઉશ્કેરણી ભર્યાં ભાષણો-જે ધાર્મિક દગાબાઝીનો

વેશ પહેરીને ચારે કોર અશાંતિ ફેલાવતા રહે છે—તેઓજ એ પરિણામોના જોખમદાર છે, જેઓ મસ્જિદો અને મન્દિરોની નષ્ટતા અને અપમાનની શીકલમાં ઝાહિર થય રહ્યા છે.

એજ રાજદ્વારી પારધીઓ એટલે આર્ય પ્રચારકો સામાન્ય જનના રાજદ્વારી અને આર્થિક જીવનને પોતાના પ્રપંચો અને કાવત્રાની જાળમાં એવી એ દર્દીથી ફસાવી રહ્યા છે કે ૩૨ કરોડ અભાગ્યા હિન્દીઓના જીવન માત્ર ભયમાં પડી ગયા છે અને એનો અસલ હેતુ એના સિવાય બીજો કંઇ નથી કે ઇસ્લામ અને હિન્દુ ધર્મના અચળ અને અડગ હેતુઓને નષ્ટ કરી દઇ નાસ્તિકોના હેતુઓને પ્રસરાવે પ્રિય વાંચકો પોતેજ એની તુલના કરી લે કે આર્ય સમાજીઓની ફિત્ના અંગેઝી કયાં સુધી હુક પર છે!

—ઝમીંદાર.

(સુરતથી પ્રગટ થતા અઠવાડિક પત્ર મુન્સિફ પૃષ્ટ પહેલું અને નંબર ૭ ઉપરથી આ નકલ કર્યું છે.)

---

૭૮૬

# મસ્જીદ આગળ થઈ વાજાં વગાડતાં પસાર થવા માટેનો જાહેર રસ્તાનો સવાલ.

## જમણ વખતે તથા ધાર્મિક કાર્ય વખતે હીંદુ ભાઇઓ મુસલમાનોને જાહેર રસ્તે જતાં રોકે છે તે રૂઢી.

### પીર મોટામીયાં સાહેબ શું કહે છે.

માંગરોલની ગાદીવાળા મોલાના પીર મોટામીયાં સાહેબ હીંદુ મુસલમાનોને બોધ આપતાં કહે છે કે હીંદુ મુસલમાન બન્ને એક

જન્મ ભુમીમાં ઉછરેલા હોવાથી દરેક એક બીજાનો ખીયાલ રાખીને ચાલવામાં ફાયદો છે. આજકાલ મજીસ્દ આગળથી વરઘોડો લઇ જતી વખતે વાજાં વગાડવાના સવાલને હીંદુભાઇઓ તરફથી જોર દેવામાં આવે છે. અને એમ કહેવામાં આવે છે કે સરીઆમ રસ્તા ઉપર થઇને વાજાં વગાડતાં જતાં હીંદુઓને રોકવાનો મુસલમાનોને કાયદેસર કાંઇ હક નથી કેમકે સરીઆમ રસ્તો એ ઉઘાડો રાજમાર્ગ છે અને બધાને ત્યાંથી પસાર થવાનો હક છે એટલે હીંદુઓ પણ ત્યાંથી વાજાં વગાડતાં ગમે ત્યારે વગર રોક ટોક પસાર થઇ શકે છે. મુસલ-માનો કહે છે કે મસ્જીદ એક ખુદાની બંદગી કરવાની જગા છે જ્યાં ખુદાની પ્રાર્થના કરવાને માટે લોકોનું ચિત બંદગી તરફ ચોટેલું રહે તેટલા માટે હીંદુભાઇઓ એક બે મીનીટ વાજુ બંધ રાખીને ભલે ત્યાંથી પસાર થવાનો પોતાનો સાર્વજનિક હક હમેશાં ભોગવે. મસ્જીદમાં પાંચ વખતની નમાજ સિવાય બીજા વખતે પણ લોકો ત્યાં નમાજ પઢવા હમેશાં આવતાજ રહે છે કારણ કે જે લોકો નમાજના નીમેલા વખતે બધાઓ સાથે કામકાજના લીધે કે બીજા કોઇ કારણે જમાતમાં વખતસર સામીલ થઈ શકતા નથી તે બીજે ગમે તે વખતે પણ મસ્જી-દમાં આવીને પોતાની નમાજ ગુજારે છે. આ એક ખુદાની પ્રત્યક્ષ બંદગી માટે માત્ર બેજ મીનીટ વાજાં બંધ રાખવાનો સવાલ છે કાંઇ રાજમાર્ગનો સાર્વજનિક હક નાબુદ કરવાનો સવાલ નથી. ભલે હીંદુ-ભાઇઓ તમામ રાજમાર્ગથી દીવસમાં સેકડો વખત પોતાની મરજી માફક પસાર થાય અને પોતાનો જવા આવવાનો સાર્વજનિક હક સાચવે એમાં મુસલમાનો તેમને જરા પણ રોકવા માગતા નથી. જો તેમને તે રસ્તે જતા રોકવાનો કે તેમના જવા આવવાના સાર્વજનિક હક ઉપર જરા પણ અંકુશ મુકવાનો સવાલ હોય તો તે વાત જુદી છે મુસલમાનો તો તેમને તમામ સરીઆમ રસ્તે પસાર થવા દેવાને તદન રાજી છે.

માત્ર તેઓ તો એટલુંજ કહે છે કે જો હીંદુભાઇઓ સાર્વજનિક રસ્તા ઉપર થઇને જવા આવવાનો પોતાનો હક અચળ છે એમ દલીલ કરે તો તેમાં મુસલમાનોને કાંઇ વાંધો નથી. પણ મુસલમાનો એવો સાર્વજનિક હક પોતાને માટે પણ અચળ સમજે તો ઇન્સાફની નજરે જોતાં હીંદુભાઇઓ તેમને ના કહી શકે નહી. તેમજ તેમને સરીઆમ રસ્તે જતાં કોઇ પણ વખત રોકી શકે નહી. કોઇ પણ વખતે કોઇ પણ

માણસને સરીઆમ માર્ગનો કે તેના કોઇ પણ ભાગનો ઉપયોગ કરતાં ગમે તે સંજોગોમાં કોઇથી રોકી શકાય નહીં એવું હીંદુભાઇઓ સારી રીતે સમજે છે અને મસજીદ આગળથી પસાર થવામાં પણ પોતાના હક માટે તેઓ એજ દલીલ કરે છે ત્યારે મુસલમાનો એમ કહે છે કે હીંદુભાઇઓ પોતાના ઘર આગળ સારા માઠા પ્રસંગે હમેશાં સરીઆમ રસ્તો ઘેરે છે અને યજ્ઞ, હવન, લગ્નની ચોરી કે જમણવાર માટે જગા રોકી મુસલમાનોને તે રસ્તે જતા અટકાવે છે અને બીજે રસ્તે થઇને જવા ફરમાણ કરે છે. આથી મુસલમાનો તેમનો ખીયાલ રાખી તે રસ્તે નહીં જતાં બીજા રસ્તે જાય છે, તેમને ગમે તેવા અગત્યના દીની-ધાર્મીક કામ માટે ત્યાંથી જલદી જવાનું હોય છે તો પણ હીંદુ ભાઇઓના રોકવાથી તેઓ ત્યાંથી નહીં જતાં બીજે રસ્તે વગર બોલે ચાલ્યા જાય છે, અને હીંદુ ભાઇઓને રાજી રાખે છે, તેઓ એ તો સમજે છે કે સરીઆમ રસ્તે જતાં મુસલમાનોને રોકવાનો હીંદુઓને જરા પણ હક નથી છતાં તેઓ હીંદુભાઇઓના આ આભડછેટના રિવાજને માન આપી બીજો રસ્તો લે છે. એ રસ્તે થઇને હીંદુભાઇઓના જાતી ભાઇઓ કે ગંદા જનાવરો ગમે તેટલા જાય તો વાંધો હોતો નથી પણ મુસલમાનોને તે વખતે અડકાય નહીં તેથી તે રસ્તે જતા રોકવામાં આવે છે.

કદાચ એમ કહેવામાં આવે કે આવી જગા મ્યુનીસીપાલીટી કે ગામ પંચ તરફની પરવાનગીથી ઉપયોગમાં લેવામાં આવે છે તો તેના જવાબમાં એમ કહી શકાય કે બિન પરવાનગીથી અમુક જગા વાપરવાનો ગુન્હો લાગુ ન પડે તેમજ તે જગા વાપરવાની પરવાનગી મળી એટલે તે જગા વાપરવા માટે મ્યુનીસીપાલીટીનો કે ગામ પંચનો કોઇ માણસ નિયમ પ્રમાણે વાંધો લઇ કેરીયત કરી ભાડું કે બીજી લાગત લાગુ ન પાડી શકે તેટલા માટે પરવાનગી હોય છે, કાંઇ બીજાઓને તે રસ્તે જતા રોકવા માટે હોતી નથી. કારણકે મ્યુનીસીપાલીટીને કે ગામ પંચને કોઇ પણ માણસને સાર્વજનિક રસ્તે થઇને કોઇપણ વખત જતાં રોકવાનો કાયદાથી અખત્યાર નથી. પરવાનગી ફક્ત તે જમીનનો ઉપયોગ કરવા પુરતી આપવામાં આવે છે, બીજાઓને ત્યાંથી જતા આવતા રોકવાની આપવામાં આવતી નથી. પોતાને તે વખતે નહીં અડકવા જેવા સમજી તે રસ્તે જતા રોકવામાં આવે છે તથા પોતાના સરીઆમ રસ્તે

જવા આવવાના સાર્વજનિક હક ઉપર દેખીતો અંકુશ મુકવામાં આવે છે એવું મુસલમાનો જાણે છે તો પણ હીંદુભાઇઓની તે રૂઢીને ખાતર તેઓ તેમનું કહેવું માથે ઉઠાવે છે. અને જરા પણ જીદ નહી કરતાં પોતાને ગમે તેટલી અગવડ હોય છતાં તેમની જમવા જેવી નાની બાબતમાં પણ આડે નહી આવતાં ચુપચાપ બીજો રસ્તો શોધી લે છે. આ માત્ર તેઓ હીંદુભાઇઓના ખીયાલને ખાતરજ કરે છે; નહીં તો તેમને તે રસ્તે થઇને પસાર થવાનો દરેક હક છે એવું તો તેઓ સારી રીતે સમજે છે. હીંદુભાઇઓની આવી રૂઢીઓમાં પણ મુસલમાન ભાઇઓ તેમનું કહેવું માને એમાં કોઇ જાતનો વાંધો નથી કારણ કે તેઓ પણ આપણા ભાઇ છે. પણ હીંદુભાઇઓએ પણ તેજ પ્રમાણે મુસલમાન ભાઇઓની રૂઢીઓનો ખીયાલ રાખવો જોઇએ એવું તેઓ વાસ્તવિક રીતે ઇચ્છી શકે અને તેથીજ તેઓ એવું ચાહે છે કે હીંદુભાઇઓ મસ્જીદ આગળ વાજાં નહી વગાડવાની જે અસલ રૂઢી છે તેનો ખીયાલ રાખે.

મસ્જીદ આગળ વાજાં નહીં વગાડવાની રૂઢી હીંદુભાઇઓ ધ્યાનમાં ન રાખે અને મુસલમાનોને ખામુંખા તેમની બંદગીમાં ખલલ નાખવા જેવું કરે તો પછી મુસલમાનો જે હીંદુ ભાઇનો વરઘોડો હોય તેના ઘર આગળ યજ્ઞ, હવન, લગ્નની ચૅારી કે જમણને લીધે જાહેર રસ્તાઓમાં જગા રોકેલી હોય ત્યાં થઇને પોતાના સાર્વજનિક હક પ્રમાણે ગમે તે વખત ગમે તે ભાગમાંથી જવા ખાહેશમંદ થાય તો હીંદુભાઇઓથી આડા આવી શકાય નહીં. વળી હીંદુભાઇઓના કોઇ દેવનો વરઘોડો હોય અને તે વરઘોડો હીંદુભાઇઓ પોતાના સાર્વજનિક હકની રૂએ વાજાં વગાડીને મસ્જીદ આગળથી પસાર કરવા માંગે અને તે વખતે મુસલમાનો તે સરીઆમ રસ્તા ઉપર પોતાના સાર્વજનિક હક પ્રમાણે ત્યાં જવા આવવાનું ચાલુ રાખે અને તેમ કરવામાં દેવની પાલખીને તેમનો સ્પર્શ થાય, અથવા કોઇ મુસલમાન હીંદુભાઇઓના તે દેવનું અપમાન કરવાના ઇરાદાથી નહીં, પણ તે દેવનું રૂપ જોવાની જીજ્ઞાસાથી જાહેર રસ્તા ઉપર પોતાનો જવા આવવાનો હક સમજીને તે દેવની પાલખીની લગોલગ આવી જાય તો હીંદુભાઇઓ તેને આભડછેટનો સવાલ લાવી રાજમાર્ગ ઉપર રોકી શકે નહીં; કારણ કે આભડછેટ જાહેર રસ્તા ઉપર ચાલી સકે નહીં એક ઢેડ કે ચમાર કોઇ બ્રાહ્મણ કે વાણીઆને જાહેર રસ્તા ઉપર અડે તો તે કાંઇ ગુન્હો ગણાઇ શકે નહીં કે તેને માટે તેના ઉપર

ફરીયાદ માંડી શકાય નહીં. જ્યારે ઢેડ કે ચમારના જાહેર રસ્તા ઉપર અડવાથી ગુન્હો ગણાઇ શકે નહીં તો પછી મુસલમાનોના અડવાથી તે શી રીતે ગુન્હો ગણાઇ શકે તેનો વિચાર કરવાનો છે. વળી દેવની પાલખી પોતાનો સાર્વજનિક હક સમજી સરીઆમ રસ્તાનો ઉપયોગ કરવા નીકળે તો તેનાથી બીજાઓના હકનો ઇનકાર થઇ શકે નહીં. આભડછેટ એ પોતાનો ખાનગી સવાલ ભલે હોય અને હીંદુભાઇઓ પોતાની ખાનગી જગામાં ભલે પાળે, એમાં કોઇને વાંધા જેવું નથી પણ જાહેર જગામાં તેને માટે બીજાઓ ઉપર તેમનાથી દબાણ થઇ શકે નહી. આ વાત તો તેમના નેતાઓ અને સરકાર પણ ખુલ્લી રીતે જણાવે છે કે આભડછેટ જાહેર જગામાં ચાલી શકે નહી. હીંદુ આગેવાનો જે ઢેડાઓ સાથે આભડછેટ મટાડવા માગે છે તે તો તેમને હીંદુઓના મંદિરોમાં દાખલ કરવા તથા હીંદુઓના કુવાઓમાંથી તેમને પાણી ભરવાની છુટ આપવા જોરથી હિમાયત કરે છે અને તેનો અમલ પણ તેઓ કરાવી રહ્યા છે. જ્યાં ઢેડાઓ સાથે જાહેર કે ખાનગીમાં આભડછેટ રાખવાનું બુરૂં સમજવામાં આવતું હોય તો પછી મુસલમાનો સાથે તે સારૂં હોઇજ શી રીતે શકે? આભડછેટની વાત હીંદુભાઇઓએજ તોડી નાખેલી હોવાથી તેમજ તે જાહેર જગ્યામાં કોઇપણ જાતના સરકારી ગુન્હાવાળી નહીં ગણાતી હોવાથી દેવની પાલખીને તે વખતે રાજમાર્ગ ઉપર અડકવાથી મુસલમાનો ઉપર કોઇપણ જાતનો દોષ મુકી શકાશે નહીં. આ થશે હીંદુભાઇઓના મસ્જીદ આગળથી વાજાં વગાડતાં પસાર થવા માટે સાર્વજનિક હક માંગવાનું પરિણામ.

જો હીંદુભાઇઓ પોતાનો સાર્વજનિક હક સરીઆમ રસ્તા ઉપરથી પસાર થવા માટેનો માગતા હોય તો તેમણે ઇન્સાફને ખાતર મુસલમાનોને પણ તેમનો તેવો હક આપવા કબુલ થવું જોઇએ. જો ઇન્સાફને ધ્યાનમાં રાખવામાં આવશે તો કદી તકરાર થશે નહીં. ઢેડાઓને હીંદુ મંદીરોમાં દાખલ કરવાની હીંદુ નેતાઓ હિમાયત કરે છે તો મુસલમાનો માટે તો પછી સવાલજ રહેતો નથી. આવું હોવા છતાં પણ મુસલમાનો હીંદુ ભાઇઓ ઉપર આ વિશે કાંઇ ખામુંખા દબાણ કરવા માગતા નથી. આ વાતને તેઓ હીંદુભાઇઓના ખીયાલ ઉપર છોડે છે.

મસ્જીદ આગળ વાજાં વગાડતાં પસાર થવાની બાબતમાં ખુદાની બંદગી કરનારાઓને બે મીનીટ શાંતીની સવડ કરી આપવાનોજ માત્ર સવાલ છે.

કોઈ કોરટમાં જ્યાં સંસારિક કેસો ચાલે છે ત્યાં, કોઇ નિશાળમાં જ્યાં સંસારિક શિક્ષણ ચાલે છે ત્યાં, અથવા કોઈ પંચ કે સભામાં અમુક વહેવારિક બાબતોનું કામ ચાલે છે ત્યાં બીજો ઘોંઘાટ થાય તો તે અપ્રિય થઇ પડે છે તો ખુદાની બંદગીનું કામ ચાલતું હોય ત્યાં આવો ઘોંઘાટ વધારે અપ્રિય થઇ પડે એ સ્વભાવિક છે. માણસનું મન એક ભડકણ ઘોડા જેવું છે તેથી તેને એકચિત અને સ્થીર રાખવા શાંતીની ઘણી જરૂર પડે છે. કોઇ માણસ જ્યારે પ્રણાયામનો પ્રયોગ કરે છે ત્યારે મનની શાંતી માટે હીંદુ શાસ્ત્ર ખાસ ભલામણ કરે છે. જ્યાં સુધી તેનું મન મહાન યોગીઓના જેવું અતિ બળવાન થયું નથી ત્યાં સુધી વાતવાતમાં ભડકી ઉઠે છે જેથી આગળ વધવામાં ઘણોજ અંતરાય પડે છે. પણ જ્યારે તેનું મન નિરંતર શાંતીમા રહી પ્રયોગો કરવાથી સ્થીરતા મેળવી લે છે ત્યારે તે એકચિત રહે છે. કારણ કે તે ઘણો વખત શાંતીનો લાભ લઈ તેમાં પ્રયોગો કરીને અતિ બળવાન થઇ જાય છે. તેની આગળ વાજાં તો શું પણ મોટી મોટી તોપો ફોડો તો પણ તે અસ્થીર કે ચલિત થતું નથી. આવું મન કાંઈ દરેકનું હોતું નથી. સાધારણ માણસોનું મન તો સાધારણજ હોય છે. તેને ચકલીનો અવાજ અસ્થિર અને ચલિત બનાવે છે તો પછી વાજાંઓનું શું પુછવું? માટે આવા સામાન્ય લોકોના બંદગીના પ્રયોગો માટે તો શાંતીની ખાસ જરૂર છે. આ તો ખાસ ખુદાની બંદગી કરવા માટે ફકત બે મીનીટ શાંતીની સવડ કરી આપવાનો એક અતિ પુન્ય ભરેલો સવાલ છે. અને હીંદુશાસ્ત્ર તેને માટે ખાસ ભલામણ કરે છે.

હીંદુભાઇઓ જે મનની સ્થીરતા અને એકાગ્રતાની મહત્તા સમજે છે તેઓ બંદગી માટે મનની શાંતી હોવીજ જોઇએ એવું સારી પેઠે સમજી શકે છે. એમની આગળ આ કાંઇ નવી બાબત નથી. માલિકની બંદગી કરનારાઓને શાંતીની સવડ કરી આપવાનું મહત્વ તેઓ સમજી શકે છેજ. વરઘોડા વખતે ધુમથી વાજાં વાગે છે પણ જ્યારે સામેથી કોઇ શેઠીઆની ગાડી આવે છે અને તેનો ઘોડો જરા ભડકવા જેવો દેખાવ કરે છે તો તરત રસપૂર્વક વાગતાં અંગાળ વાજાં બંધ પાડી દઇ તેને શાંતીથી આગળ વધવાની સવડ કરી આપવામાં આવે છે એવો અમલ કરનારા હીંદુ ભાઇઓ મસ્જીદમાં માલીકની બંદગી કરનારાઓની બંદગીમાં જાણી જોઇને ખલલ નાખી તેમની

પરમ શાંતીનો ભંગ કરી તેમને ખુદાથી વિખુટા કરવા તૈયાર થાય એ એમના શાંતી પ્રીય મનને કદી પણ રૂચીકર હોય નહી. આ વાત દેખા દેખીજ થતી હશે એમ મનાય છે. તો પણ આપણા પ્રભુ ભકત હીંદુભાઇઓ મુસલમાનોને ખામુખા ખુદા સાથે મન લગાડતાં રોકવા માગે તો તેમની મરજી. તેમને વધુ શું કહી શકાય? પોતાના મનને ખુશ કરવા માટે હવા ખાવા જતા એક શેઠીઆના તોફાની ઘોડાને વાજાં બંધ કરી શાંતીથી આગળ વધવા સવડ કરી આપવાથી વાજાંનો કે સરીઆમ માર્ગનો હક જતો રહેતો નથી તો પછી ખુદાના હુકમથી ખુદાની બંદગી તરફ લાગેલાઓને શાંતીથી આગળ વધવા બે મીનીટ માટે સવડ કરી આપવામાં પોતાના તેવા હકને બાધ આવે છે એમ જો આપણા હીંદુભાઇઓ માનતા હોય તો ભલે. એમાં આપણે તેમને વધારે શું કહી શકીએ? જે કોમ પ્રભુની પ્રાર્થનાનું મહત્વ સારી રીતે સમજતી હોય અને જે આત્માનો સાક્ષાત્કાર કરવા પ્રાણયાત્રાને એક ઘણીજ જરૂરની વસ્તુ ગણતી હોય તેના આગળ મનની શાંતીનું કથન કરવું એ દરિયામાં પાણીનો એક લોટો નાખવા જેવું છે. આ છે મુસલમાન ભાઈઓનું નિવેદન. હીંદુભાઈઓની મરજીમાં આવે તો તે સ્વીકારે અને ન મરજીમાં આવે તો તે પગ તળે રગદોળીને ફેંકી દે જેવી તેમની મરજી. મુસલમાનો તો ગમે તે રીતે ખુદાની બંદગી કરશે પણ ફકત એટલુંજ થશે કે મનની શાંતી અને એક ચિતનો લાભ જે તેઓ હમેશાં વાજાં બંધ રાખવાથી મેળવી શકે છે તેજ માત્ર મેળવી શકશે નહી જો આથીજ હીંદુભાઇઓને સંતોષ થતો હોય તો ભલે. એમ થવા દો. પણ આપણે કહીશું કે આ જે જીદ થાય છે તે માત્ર કેટલાક ભડકાવનારાઓની બાજીઓ છે માટે બંનેએ વિચાર કરવાનો છે.

જો હીંદુભાઇઓ જીદ ઉપર આવશે તો મુસલમાનો પણ જીદ ઉપર આવશે અને મામલો ખરાબ થઇ કુસંપ પેદા થશે કુસંપથી કદી ફાયદો થયો નથી કે થવાનો નથી. માટે બંનેએ વિચાર કરીને ચાલવામાંજ લાભ છે. જો બંને પોતાના આવા સાર્વજનિક હક શોધવા જીદ ઉપર જશે તો મામલો વધારે ખેદકારક થવા પામશે અને વિખવાદ વધશે. માટે ખુદાને યાદ કરીને ચાલવાનું છે કે વાત આગળ નહીં વધતાં આટલેથીજ અટકે. હું એક ફકીર માણસ છું અને બંનેનો દાસ છું, એકેને કહેવાને હું લાયક નથી પણ જ્યારે મામલો દીવસે દીવસે બગડતો

 ૪૭૫૬૮

જાય છે ત્યારે આટલુ વખવાની હીંમત કરી છે. મારા હીંદુભાઇઓ ઘણી ઉંડી સમજ અને વિવેક બુધ્ધીવાળા હોવાથી તમને હું એક અપીલ નમ્રતાથી કરૂં છું, અને સાથે સાથે મુસલમાન ભાઇઓને પણ એવી અરજ કરૂં છું કે બંનેએ હળી મળીને આ વાતનો કાંઇ સારો ઉકેલ કહાડવો કે વધારે કડવાશ થવા પામે નહીં. વધારે શું લખુ? વિગેરે પીર સાહેબ જણાવે છે.

આ વિષય ઉપર પીર સાંહેબ જેવો ખુલાસો કોઇએ કર્યાનું જાણુ-વામાં આવ્યું નથી અને આ એક અગત્યનો સવાલ છે તેથી ભાઇઓની જાણ માટે ખાસ બહાર પાડવામાં આવ્યો છે. જો ભાઇઓ વિચાર કરશે તો તમામ કોમી ઝગડા મટી જશે અને સરકારની મુંઝવણી પણ દુર થશે.

તા૦ ૬-૬-૧૯૨૬ }
મુ૦ સુરત હરીપુરા. }

લી૦ સૈયદ ફૈઝહુસેન
એડીટર—ઝુલ્ફિકાર.

---

# એક જરૂરી ઈલ્તિમાસ.

મુકર્રમ વાંચકો! પ્રગટ કરેલા તમામ લખાણોમાં વાજીંત્રો સંબંધી મુળ મુદ્દાઓ અને દલીલો અતિ ઉત્તમ દંડતોડ અને પ્રસંસાપાત્ર છે. અને તેને લઇનેજ અમોએ તેઓને અત્રે સ્થાન આપ્યું છે. પણ લખાણોના શબ્દે શબ્દથી શરીઅત અનુસાર હમારે સંમત થવું, અગત્યનું અને જરૂરી નથી. અને જો એમાં દીની ખ્યાલથી કોઇને કાંઇ શંકા કે એતેરાઝ હોય, તો તેની જોખમદારી અને જવાબ દેહી લેખકો ઉપરજ છે. ઉપરના લખાણમાં ઠેકાણે ઠેકાણે "હિન્દુભાઇઓ" વિગેરે શબ્દો મોજુદ છે. જે કેટલેક અંશે માર્ગ ભુલેલી ગેરકોમોની સમજણ અને શિખામણના ખ્યાલના અંગે લખવામાં આવ્યા હશે. અને એ સિવાય બીજા સાહેબોના લખાણોમાં પણ એવા શબ્દો ટેવને લઇને હોય છે. આ સર્વ પાક શરીઅતના હુકમો પ્રમાણે છે, કે તેની વિરૂદ્ધ છે? અને એહલે ઇસ્લામ અને સાહેબે ઇમાન માટે આવું લખવાની પાક શરીઅતમાં રઝા છે, કે નહિં? તે સર્વ ઇલ્મવાળાઓ અને શરીઅતથી વાકેફગારો સારી રીતે જાણે છે. દુન્યાની રૂએ જોવામાં આવે, તો હિન્દુ પોતેજ આનો ઇન્કાર કરે છે. જેની સાબિતી અને દિલાસા માટે તા૦

૮-૯-૧૯૨૭ નો બનેલો તાજો બનાવ શાક્ષી પુરે છે. મજકુર તારીખે અંબાજી રોડ લુહાણા ભાટીઆની વાડીમાં તેઓના કહેવા મુજબ પ્રચંડ સભા મે૦ કલેકટર સાહેબનો મસ્જીદો પાસે વીસ વીસ કદમના અંતરથી પાંચ મંજીરા સિવાયના વાજીંત્રો અને મસ્જીદના દરવાજાની પહોળાઇમાં સદંતર વાજીંત્રો બંધ કરવાનો હુકમ (જાહેરનામુ) રદ કરવા અને હિંદુઓ તરફથી દરખાસ્ત અને કોશિશો કર્યા છતાં પણ તે જાહેરનામાને કાયમ રાખવા ઉપર દિલગીરી અને હિંદુ ધર્મનું અપમાન ગણી અણુગમો પ્રદર્શિત કરવા અને કલેકટર સાહેબની બદલી કરાવવા વિગેરે બાબતોને લઇ એક મેમોરીઅલ મોકલવા મળી હતી. તેમાં **શાકેરલાલ પારેખના** વ્યાખ્યાન દરમ્યાન **"મુસલમાન ભાઇઓ"** કહેવામાં આવતાં સભાજનોએ પ્રયુત્તરમાં શું કહ્યું ? તા. ૮-૯-૧૯૨૭ ના ગુજરાત મિત્રના વધારા નંબર બેમાંથી જરૂરી વાકયોનો ઉતારો તેનાજ શબ્દોમાં નીચે મુજબ છે, તે જુઓ.

**"મુસલમાનભાઇઓ શબ્દ વાપરતા સભાના ઘણા માણસો બોલી ઉઠયા, કે તેઓ અમારા ભાઇઓ નથી. અત્રે ઘણો ઘોંઘાટ વધી ગયો હતો."**

આ શિક્ષણ આપનારા બનાવથી ઇબરત પ્રાપ્ત કરી શરીઅત શિવાય દુન્યાના કાર્યે પણ અમોને આશા છે, કે **મુસલમાન ભાઇઓ** પણ હિંદુઓને **"હિન્દુભાઇઓ"** કહેવા અને લખવાથી દુર રહેશે. કારણ કે જે કોમ **"મુસલમાનભાઇઓ"** ના શબ્દો સાંભળીને પણ પસંદ ન કરે, તો તેવાઓને ભાઇ કહેવું, અથવા પોતાના લખાણોમાં લખવું, શરીઅત અનુસાર અને દુન્યા અંગે પણ તે બહેતર નથી.

**"માનો ન માનો ઇસ્કા તુમ્હેં ઇખ્તિયાર હય,**
**હમ નેકોબદ જનાબકો સમજાએ જાતે હંય."**

**જી. એચ. શેખ.**

# શાંતિનો સંદેશ !

## હઠધર્મિને ત્યાગો !

### ધાર્મિક ફરમાનને અનુસરો.

**સુરત** વિગેરેના **હિન્દુ આર્ય લીડરો** અને **સંગઠનીઓ**! જો તમો પોતાને અક્કલવાળા, સમજદાર, પરિણામને લક્ષમાં રાખનાર, **સુલેહ** અને **ઈન્સાફના** સાચા હિમાયતી, ફિત્ના ફિસાદ અને અડચણોથી બચવા બચાવવા-વાળા **શાંતિને ઉત્તમ** સમજવાવાળા, **દેશ** અને **ધર્મની** સંભાળ અને **સેવા** કરવાવાળા, શરમાળ અને હયાદાર વિગેરે સર્વ ઇન્સાની લક્ષણોની ખુબીઓમાં સંપૂર્ણ પૂરા હોવ, એમ સમજતા હોવ, તો **હઠધર્મિને તિલાંજલી** આપો ! ધારમીક અને માણસાઇની જરૂરી ખુબીઓ અને કાર્યોને, હંમેશની રાહતને, કોમી અને દેશની બહેતરીને હરગિઝ હરગિઝ **ન ત્યાગો !** અકકલ અને ન્યાયનું **ખુન ન કરો ! સ્હેજ** લક્ષ આપો ! વિચારો !! કે તમારા **હિન્દુ ધર્મના** પાકા અનુયાયી **મદ્રાસ હાઈકોર્ટના જજ સ્વામી શાસ્ત્રી** સાહેબ (૨) અને **મુંબઇ હાઇકોર્ટના એક ઓનરેબલ હિન્દુ જસ્તીસ** અને (૩) આ બાબતમાં સત્યની તરફદારી કરનાર હિન્દુ ધર્મના મોટા જ્ઞાની **નરેંદ્રનાથ ચેતરજીના** લખાણોથી શું સિદ્ધ થાય છે ? શું તમારામાં તમારા ધાર્મિક જ્ઞાનથી કોઇ જાણુ-કાર છે, કે નહિં ? કારણ તમો **મસ્જીદો સામે વાજીંત્રો** વગાડવા, **મસ્જીદોનું અપમાન** કરવા અને **મુસલમાનોની ધાર્મિક લાગણીઓ** દુઃખવવા, દુન્યાના વ્યવહારને છિન્ન ભિન્ન કરવા, શાંત વાતાવરણમાં અશાંતિના બી વાવવાં, વિઘ્નો ઉભા કરવા, હુલ્લડ ફિસાદમાં સામેલ થઇ સરકાર અને રૈયત બંનેને બેચેન અને પરેશાન કરવાં, **મસ્જીદની** બેઅદબીના પાપને અને સરકારી કાનૂનની વિરૂદ્ધતાને અત્યંત પુણ્ય અને લાભકારક ગણવાં વિગેરે વિગેરે કાર્યોને પોતાનો **ધાર્મિક ફરજ** અને પોતાનો અગત્યનો અને **જરૂરી** કહેવાતો **હક** સમજો છો, તો પછી સાધારણ હિન્દુઓની તો વાતજ શું કરવી ? પરંતુ અત્યંત

**અફસોસ** છે, કે ઉપલા કાર્યો ફકત તમો તમારી ઈચ્છાથીજ કરો છો, એવું નથી. પણ તમારી ધારણા મુજબ તમારી **મહાસભાએ** ઇસ્લામ-વિરૂદ્ધ **મસ્જીદો** સમક્ષ **વાજીંત્રો** વગાડી પોતાનો કહેવાતો હક કાયમ કરવાનો ઠરાવ પસાર કર્યો. જેને ટેકારૂપે ઠેકાણે ઠેકાણે અવિચિત્ર અમલ થઇ રહયો છે. અને એજ સબબે જગ્યાએ જગ્યાએ **હુલ્લડ તુફાનના વૃક્ષો** ઉગી નિકળ્યાં છે. અને શાંતિમય વિશાળ શહેરોમાં ખલલ ઉત્પન્ન કરી રહયાં છે. **દ્વેષ અને વેર ભાવના મુળો** એનાથીજ ઘર કરી બેઠાં. ધાર્મિક નિતિઓમાં અને દેશની આબાદીમાં અનેક કષ્ટો ઉત્પન્ન કરવાના એજ **ગંભીર કારણો** થઈ પડયાં. **સોચો**! **સોચો**!! આ તમારી વર્તણુકથી **શું શું** પરિણામો નિપજ્યાં, નિપજી રહયાં છે, અને હવે પછી નિપજશે? **બચો**! **બચો**!! અને પોતાના પ્રત્યેક હિન્દુને આ થકી બચાવો! **જુઓ**! **જુઓ**!! આના પરિણામો, એની અસરો અને એના ફળો **અત્યંત** દુષ્ટ હોઇ, હિન્દુ સમાજને વિધ્નરૂપ થઇ પડશે. તમારીજ જ્ઞાતિની **ઉપર** દર્શાવેલી **મદ્રાસ, મુંબઇ** વિગેરે જગ્યાઓની વ્યકિતઓ, તમારી કોમના ઉત્તમ ભોળીઆઓ, તમોને અને તમારા આવા કાર્યોને શું કહી રહયાં છે? **મદ્રાસના શામી શાસ્ત્રી જજ** સાહેબ તો સ્પષ્ટ કહી રહયાં છે, કે હિન્દુઓના ધર્મમાં "મંદીરમાં મંદીરની પુંજાપાઠ વખતે મુસીકી (ગાવું વગાડવું) ખાત્રી પૂર્વક જરૂરી છે. પરંતુ બહાર (મંદિર સિવાયના સરીઆમ રસ્તાઓ ઉપર ધર્માનુસાર મુસીકી (ગાવા વગાડવા) ની જરૂર નથી. (૨) મુસીકી (ગાવા વગાડવું) હિન્દુ ધર્મમાં તેજ વખતે જરૂરી છે, કે જ્યારે કોઇ મંદીરમાં મુર્તિની સામે પુજા થતી હોય. પણ જ્યારે મુર્તિ સરઘસ સાથે કાઢવામાં આવે, તો વાજીંત્રો તેને માટે એક જરૂરી અંશ નથી." જેનાથી સાબિત થાય છે કે જે જ્ઞાતિઓ મુર્તિ-ઓને માને છે, તેની પુંજા કરે છે તેજ હિન્દૂઓ કેવળ મંદિરોમાં ગાવું વગાડવું ધર્માનુસાર કરી શકે છે. અને ધર્મ અન્વયે મંદીર મુકી મંદીરની બહાર એટલે સરીઆમ રસ્તાઓ વિગેરે ઉપર મુર્તિઓના સરઘસની સાથે ગાવું અને વાજીંત્રો વગાડવા હિન્દૂઓ માટે જરૂરી અને અગત્યનું નથી. પછી ભલે તે મુર્તિવાળું સરઘસ હિન્દુઓનાજ મહોલ્લાઓમાં કેમ ન હોય! અને જ્યારે હિન્દુઓને પોતાના મહોલ્લાઓમાંજ ગાવું વગાડવું જરૂરી અંશ તરીકે ન હોય તો પછી **મસ્જીદોની** સામે વાજીંત્રો વગાડવાને જરૂરી જાણવું, પોતાનો કહેવાતો હક સમજવો અને હિન્દુ **મહાસભાએ** તેને માટે ઠરાવ મંજુર કરવો અને તમામ આર્ય હિંદુઓનું

તેના ઉપર અમલ કરવો, તે સર્વ મદ્રાસ હાઇકોર્ટના જજ સાહેબ સ્વામી શાસ્ત્રીજીના ઉચ્ચારેલા શબ્દો મુજબ (૧) **મુર્ખાઇ ભરેલી હઠ** (૨) **બેવકુફી ભરેલી જીદ** (૩) **દીવાનાપણાનું કાર્ય** અને (૪) **હિન્દુ ધર્મની વિરૂદ્ધ છે.** અને **મુંબઈની હાઇકોર્ટના ઓનરેબલ જસ્તીશ** સાહેબનાં કહેવા પ્રમાણે (૧) **કવમોની શાંતિમાં ખલલ કર્તા** (૨) **નકામી હોહા** (૩) **પડોસી કવમોના દિલ દુઃખાવી** (૪) **તિરસ્કાર** (૫) **અને અશાંતિ ફેલાવવા** કારણ રૂપ બને. અને **નરેંદ્રનાથ ચેતરજીના** જણાવ્યા મુજબ તે (૧) **બેત્રીસ કરોડ અભાગ્યા હિંદીઓના જીવન માલ ભયમાં** (૨) **મસ્જીદોનું અપમાન** (૩) **ખેંચતાણ** (૪) **ચારે કોર અશાંતિ** (૫) **ધાર્મિક હગાબાઝી** વિગેરે વિગેરે કરવા જેવું છે. જેનાથી આર્યોની ઇચ્છા ઇસ્લામ અને હિન્દુઓના હેતુઓ નષ્ટ કરી પોતાની નાષ્ટિકપણાની ખાહેશોનો પ્રચાર કરવાની છે. અને એજ કારણે આર્ય ધર્મવાળાઓની તરફથી "સર્વ હિન્દુઓમાં વાજીંત્રો વગાડવાનો ખાસ હુકમ છે અને મસ્જીદોની સામે વાજીંત્રો વગાડવાનો ખાસ હક છે," એમ કહેવામાં આવે છે. જો કે પ્રત્યેક હિન્દુ સારી રીતે જાણે છે. કે આર્ય ધર્મના સ્થાપક પંડીત **સ્વામી દયાનંદનું** રચેલું પુસ્તક **સત્યાર્થ પ્રકાશના** મુકરર કરેલા ખાસ સિદ્ધાંતો અનુસાર મુર્તિ પુજકને અને મુર્તિ પુંજાને આર્ય સમાજીસ્ટો વેદોની વિરૂદ્ધ ગણે છે. અને એજ કારણ છે, કે તેઓ મુર્તિઓને પુંજતાજ નથી. અને વળી જે મુર્તિજ ન પુંજે, મુર્તિ પુંજાને વેદોની વિરૂદ્ધ ખોટો રિવાજ જાણે તે મંદીરમાંજ કેમ જાય? અને જો જાએ તો પણ હિન્દુ ધર્મમાં મદ્રાસવાળા શાસ્ત્રી સાહેબના જણાવ્યા મુજબ વાજીંત્રો મુર્તિ પુંજાની સાથે ખાસ છે, અને આર્ય ધર્મવાળાઓની નજદિક મુર્તિ પુંજા તો વેદોની વિરૂદ્ધ અને ખોટો રિવાજ છે, તો પછી તેઓ માટે મંદીરમાં પણ આ થકી વાજીંત્રો વગાડવા વેદોની વિરૂદ્ધ અને ખોટો રિવાજ સાબિત થાય છે, કે નહિં? જરૂર થાય છે. અને એજ શાસ્ત્રી સાહેબના ધર્માનુસાર કોઇ પણ હિન્દુને મુર્તિઓના સરગસ સાથે બહાર સરીઆમ રસ્તાઓ ઉપર વાજીંત્રો વગાડવા ન જોઇએ. તો પછી **મસ્જીદની સામેનો સવાલ તો બાકીજ રહી શકતો નથી.** આ છે. હિન્દુઓની સ્થીતિ, તો પછી આર્ય સમાજીસ્ટોનું તો વર્ણનજ શું?

ઓ સર્વ હિંદુઓ! આર્ય સમાજીસ્ટોના ધોકાઓમાં ન આવો. તેઓ કેવળ **ઇસ્લામ, એટલે ઇસ્લામ** અને **મસ્જીદોનું** અપમાન કરવા ઉપરજ રાજી **નથી.** બલકે તમારા પોતાના, તમારા ધર્મના, ધાર્મિક સિદ્ધાંતોના અને મંદીરોનું

અપમાન અને વિશ્રૃંખલતાના ખ્યાલમાં ગર્ક થએલા અને સમયની રાહ જોઈ રહ્યાં છે ? ઓ સનાતની ધર્મીઓ ! અને આર્યો સિવાયના હિંદુઓ ! વહેલાસર આ હઠીલા આર્ય સમાજીષ્ટોને ત્યાગો ! તમારા ધર્મની આજ્ઞા જુઓ ! કોઇના બહેકાવવાથી બચો ! અને **મદ્રાસવાળા શાસ્ત્રી** સાહેબની આજ્ઞાઓનું પાલન કરો ! અને **મુંબઇના ઓનરેબલ જસ્તીશ** સાહેબની શિખામણને સ્વીકારો ! અને **નરેંદ્રનાથ ચેતરજીની** 'તમારૂં ભલે' કરે તેવી અવાજને તમારા અંતઃકરણોમાં અને સુંદર ભેજાઓમાં સ્થાન આપો ! એમાંજ દેશનું કલ્યાણ છે. સમજુ ઇસમો રજકણને સુર્ય અને મીંડાને પુસ્તકોના પુસ્તકો ગણે છે. આ ઉત્તમ સલાહ છે, માનો ન માનો તમોને અખત્યાર છે. પણ હા, સાથે સાથે અમો **ગવર્નમેન્ટના હાકિમોથી** પણ આટલી વિનંતી કરી લઇએ છીએ, કે તેઓ **મદ્રાસ હાઇકોર્ટના** જજ **સ્વામી શાસ્ત્રી** સાહેબ અને **મુંબઇ હાઇ કોર્ટના ઓનરેબલ જસ્ટીસ** વિગેરે મોટી પદ્વીવાળા કેળવણી પામેલા સલતનતી કાર્ય અને નિસ્બતમાં સંપુર્ણ વાકેફગાર અને હિન્દુ ધર્મના પાકા અનુયાયી તેમજ હિંદુ ધર્મના જ્ઞાનમાં પણ પોતાને અજોડ કહેવડાવનારાઓના ઉચ્ચારેલા ઉપરના લખાણો ઉપર પુરતું લક્ષ આપે, કે જેથી આર્યસમાજીસ્ટો તરફથી દુસ્મનાવટ અને ધાર્મિક કીના કપટને લઇને નવા ઉભા થતા આ નિર્થક કજીઆઓ નાબૂદ થાય, ફિસાદો દુર થવા પામે. અને રૈયતમાં શાંતિ ઉત્પન્ન થઈ શકે. **જી. એચ. શેખ.**

---

છપાવી પ્રસિદ્ધ કરનારઃ—
**સૈયદ ગયાશુદ્દીન બીન મૌલાના મોલવી હાફેઝ સૈયદ ગુલામમહયુદ્દીન કાદરી.**
ઠે૦ સોદાગરવાડ-સુરત.

છાપનારઃ—ગોવિન્દજી ડાહ્યાભાઇ નાયક.
છાપવાનું ઠેકાણુંઃ—શ્રી "અનાવિલ બંધુ" પ્રી. પ્રેસ, બરાનપુરી ભાગળ, ભાજીવાળી પોળ, અનાવિલ લોજની બાજુમાં-સુરત.

---

પ્રસિદ્ધ કરનારને મલવાથી અથવા બે પૈસાની ટીકીટ મોકલવાથી
**આ ચોપડી મફત મળશે.**